ર્જર - આનામાળા સીરીઝ ૧ લી.

# રાણી દુર્ગાવતી.

અનુવાદક અને પ્રકાશક,
ગોર અંબાલાલ છગનલાલ,
શીકા [સ્ટેટ ઇડર] મહીકાંઠા.

ગુજરાત પ્રીન્ટીંગ પ્રેસમાં શા. સોમાલાલ મંગળદાસે છાપ્યું,—પાંચકુવા, અમદાવાદ.

સંવત ૧૯૭૪] પ્રત ૭૫૦, [સને ૧૯૧૮

કીંમત { ગ્રાહકો માટે એક આનો.
છુટક નકલ દોઢ આનો.

# વસ્યાનુમ.

| પ્રકરણ. | વિષય. | પાનું. |
| --- | --- | --- |


**નોંધ—હવે પછી બહાર પડનારી બીજી સીરીઝ.**

૧ ઉંદરીયા વ્યાપારીની વાત.

૨ અલ્પ બુદ્ધિ અને સ્થુલ બુદ્ધિનો વિવાદ.

આપનો—

ગોર અંબાલાલ છગનલાલ

વડાગામ ( મહીકાંઠા ).

# રાણી [illegible]-સંગ્રહ



## પ્રકરણ ૧ લું.



### સ્વાર.



જે સમયે આપણી વાર્ત્તા શરૂ થાય છે. એ સમયે આઆ ભારતવર્ષની રાજધાની હતી, અને ત્યાં હિંદુઓનો પાલીસી-બાજ શત્રુ અકબર રહેતો હતો. અકબરના રાજ્યનો પ્રબંધ સારો હતો. તોપણ જંગલોમાં અહીં તહીં ખૂબ લૂટફાટ થઈ રહેતી હતી. અકબરે આ લૂટફાટ રોકવાને બહુજ તપાસ કર્યો. પરંતુ કાંઇ પણ ન બન્યું. અકબર બાદશાહની યુક્તિથી સર્વ હિંદુ રાજાઓ જીતાઇ ગયા હતા. બીજા કુલ કલંક રજપૂતોએ તો તેને પોતાની દીકરીઓ સુદ્ધાં પણ આપી હતી.

અરે ભારત ! અદ્યાપિ ત્હારાં અનેક સંતાનો પતિત થઇ ચુક્યાં છે. પરંતુ પ્રાતઃસ્મરણીય વિર શિરોમણી મહારાણા પ્રતાપે ત્હારા માનની રક્ષા કરી છે. પ્રતાપ ? જ્યાંસુધી સંસારમાં હિંદુ સભ્યતાનો અંશ રહેશે ત્યાંસુધી ત્હારૂં નામ પ્રાતઃ સ્મરણીય રહેશે.

આગ્રાથી દસ મૈલ દૂર આપણુ એક સ્વારને જોઇએ છીએ. વરસાદની મોસમ હતી—વાદળ ચારે બાજુએથી ચડી આવ્યાં હતાં. એટલામાંજ મુસલધાર વરસાદ થવા લાગ્યો. વીજળી પણ કડકડ શબ્દ કરતી જંગલને બતાવવા લાગી. એ જંગલમાં કે જેમાથી એક સ્વાર ચાલ્યો આવે છે. ત્યાં માણુસનું ચીન્હ પણુ નહોતું. એ જંગલ એટલું ભયાનક હતું કે, મગદૂર છે કે કોઇ આ જંગલમાં પગ મૂકી શકે ? ત્યાં સ્મશાનભૂમી—( ડાકીણીઓને રહેવાની જગા ) પણ છે એટલે કરના માર્યા કોઇ પણ આ જંગલમાં જઇ શકતું

નથી. સ્વાર બરાબર ચાલ્યો આવે છે. નથી તો તેને મુસલધાર વરસાદની પરવાહ અને નથી તેને ભયાનક જંગલનો ડર સ્વારના પોષાકથી તે એમ જણાય છે કે, એ કોઇ મુસલમાની સેનાધિપતી હોવો જોઇએ. તેની લાંબી દાઢી, અને મોટી મોટી આંખો, વિરતાનો પરિચય જણાવતી હતી. ભીંજાતાં ભીંજાતાં તે સ્વાર જેમ તેમ આગ્રા શહેરના ફાટક ઉપર આવી પહોંચ્યો. તે સમયે રાતના ત્રણ વાગ્યા હશે. બાદશાહી જમાનામાં રાત્રે શહેરોના રસ્તા બંધ રહે છે, અને ફાટકો ઉપર પ્હેરાવાળાઓ પણ તપાસ માટે રહેતા હતા. કારણ એ જમાનામાં ડાકણ અને બીજા રાજાઓનો ડર સદાએ રહેતો હતો.

ફાટક ઉપર પહોંચતાંજ એ પ્હેરાવાળાએ સ્વારને રોકયો, સ્વારે પ્હેરાવાળાને કહ્યું—હવાલદાર જી ? મને બાદશાહનું આવશ્યક કામ છે. એ કારણથી મને નિકળી જવાદો.

પહેરાવાળો—જનાબ ? રાતની વખતે બાદ-શાહને મળી શકાતું નથી. સવાર થતાં શહેરમાં જઇને બાદશાહના મહેલમાં ચાલી જજો.

સવારે ઘણીએક કોશીસ કરી પરંતુ શહેર-માં પ્રવેશ કરવાને તેનું કાંઇ ચાલ્યું નહિ. સ્વાર ધારે તો પરવાનો બતાવીને નીકળી શકે પણ તે પહેરાવાળાને જાહેર કરવા ચાહાતો નહોતો એમાં કંઇને કંઈ ભેદ અવશ્ય હોવો જોઇએ.

પહેરાવાળાએ સ્વારને કોઇ નવાબનો ફોજી ઓફીસર જાણી એક બાજુ કરી દીધો. સ્વારે પહેલાં પોતાનાં સર્વ કપડાં જે વરસાદના કારણ-થી ભીંજાઇ ગયાં હતાં. તે ઉતારી સુકવી દીધાં. ધીરે ધીરે સવારની સફેદી આસમાનમાં ફેલાઈ ગઇ. સ્વારે પહેરાવાળાને એક રૂપિયો આપ્યો અને કહ્યું કે—હવાલદારજી ? આની મીઠાઇ લઇ આવો ? હું તમો બન્ને જળપાન કરીશું.

પહેરાવાળો પાસેની દુકાનેથી એક રૂપૈયાની મીઠાઇ લઇ આવ્યો. બન્નેએ જળપાન કર્યું. પશ્ચાત્ સ્વારે પોતાની ગાંઠના પાંચ રૂપૈયા તે પહેરાવાળાને આપીને કહ્યું જે—હવાલદારજી? તમે મારી તરફથી આ રૂપૈયાની મીઠાઇ લાવી પોતાનાં બચ્ચાંઓને આપી દેજો. પહેરાવાળો આ સ્વારની સખાવતથી ખુશ ખુશ થઈ ગયો. સ્વારે પહેરાવાળાને સલામ કરી શહેરમાં પ્રવેશ કર્યો.

પહેરાવાળાને હજુ સુધી એમ માલુમ નહોતુ જે આ ફોજી આદમી કોણ છે? પહેરાવાળો તે વિષયમાં વિચાર કરતો, સમજતો પોતાના ઘર તરફ ચાલ્યો ગયો.



# પ્રકરણ ૨ જું.

## આસફખાંનો દૂત.

અકબર બાદશાહનો દરબાર ભરેલો છે અને સર્વ સરદારો પોતપોતાના સ્થાનોપર બેઠેલા છે. કોઇ વાતની કમી છે નહિ. એ સમયે એક પહેરાવાળાએ આવીને, બાદશાહને નિવેદન કર્યું.

" જેહાંપનાહ ?–એક :મનુષ્ય દરવાજા પર ઉભો છે. એ હજુરને મળવાને ચાહ્ છે. લેશોજી ? આ એનો પરવાનો છે." બાદશાહે પરવાનો વાચીને તેને અંદર બોલાવી લાવવાની આજ્ઞા કરી.

આ મનુષ્ય અંદર આવ્યો, અને બાદશાહને કુર્નિશ કરી એક બાજુપર ઉભો રહ્યો. બાદશાહે તેને એક બાજુપર બેશી જવાની આજ્ઞા કરી અને

એ માણુસ પણ બાદશાહની આજ્ઞા મળતાં જે એક બાજુપર બેસી ગયો. બેસી જવા પછી બાદશાહે પૂછ્યું.—" મહોમદ ? કહો શું સમાચાર છે ? તમારા નવાબ સાહેબ તો ખુશીમાં છેને ? કહો, ગઢ મંડાળાની કેવી હાલત છે. હજુ સુધી દુર્ગાવતિ મ્હારી પાસે આવી નથી. હું કેવળ એકવાર તેને જોવા ચાહુ છું.

આ માણુસનો પોષાક માત્ર સરદારોના જેવો હતો. અને તેના ઉંચા મોંઢાથી જાહેર થતું હતું જે કોઇ ફોજી ઑફીસર છે. વાંચકો ? એ કોઇ નહિ પણ આપણો પૂર્વ પરિચિત સ્વાર છે.

" બાદશાહની એ વાત સાંભળીને મહમદે કહ્યું-" જહાંપનાહ ? દુર્ગાવતી મોટી અજબ ઔરત છે. અમોએ તેને પકડવાની ઘણીએક કોષિસ કરી અને ત્રણ વખત લડવું પડયું. પણ એ અમારા હાથમાં ન આવી.

છેવટે અમારે નુકશાન ઉઠાવવું પડયું, રાજા દીલીપસિંહનું મોત થઇ ગયું. અને એ પછી હવે ખુદ દુર્ગાવતી પોતે રાજ્યની હકુમત ચલાવે છે. લેશાજી ? આ નવાબ સાહેબે આપ હજુરને એક પત્ર આપ્યો છે તેને ખોલી અને વાંચી લેશાજી એમ કહેતાં મહમદે બાદશાહને એક પત્ર આપ્યો. બાદશાહની આજ્ઞા થતાંજ દીવાને તે કાગળ ખોલ્યો અને વાંચવું શરૂ કર્યું. તેની નકલ—

જહાંપનાહ, શાહંશાહ, આલમગીર જનાબ ઇકરામુદૌલા, અકબરદામ ઇકબાલહું આલીજાહ બહાદુર શાહંશાહ હિંદુસ્તાન, જહાંપનાહ—

હજુરના હુકમથી જલદી છૂપી રીતે ગઢ-મંડાળે ગયા, અને દુર્ગાવતીને જોઇ. દરેક રીતે દુર્ગાવતી ખુબસુરત સ્ત્રી છે અને હજુરની હુરમો-માં પહેલી બેઠકને લાયક છે.

રજપુત લોક મોટા નશીબદાર છે કે જે-

ઓની પાસે એવી એવી ખુબસુરત સ્રીઓ છે. પણુ અફસોસ છે કે તેઓ તેનાથી કાંઇ ફાયદો મેળવી શકતા નથી. અને મરવાને માટે તૈયાર થાય છે, અને પોતાની સ્ત્રિઓને ખુશ નથી કરતા એના સિવાય બીજો કોણુ એવો બેવકૂફ હશે કે, પોતાની ઓરતોની પાછળ જાગીર અને મુનસફ- દારીને લાત મારી શકે? કોઇ રજપૂતો આ બેવકુફીને સમજી પણુ ગયા છે કે જેને માટે બેશક પોતાની સ્રીઓને આપને હવાલે કરી દે છે ને પોતે સાળા, સસરા થઇને મોજ ઉડાવે છે. આપ સા- હેબની હુરમોમાં દુર્ગાવતિની રેખા સમાન કોઇ નથી.

જબરાઇથી મેં ગઢમંડાળાપર ચઢાઇ કરી પણુ દીલીપસિંહ પહેલો બીજી ત્રીજી લડાઇમાં સામેલ હતો. તેનાથી અમોને ઘણીએક નાઉમેદી થઇ, અને એવી તરેહથી નાની નાની બે અને તેથી પણુ વધારે લડાઇઓ થઇ તેમાં પણુ અ- મોને નુકશાન થયું. હવે મારી પાસે ફોજ બિલકુલ

નથી—અને ખજાનામાં રૂપિયા પણ નથી હવે જે હજુર હુકમ ફરમાવશે, તેમ કારભાર કરવામાં આવશે. ફક્ત હજુરનો ફરમાબરદાર—

અસફખાં

પત્ર સમાપ્ત થયો, અને પત્રનો પહેલો ભાગ સાંભળતાંજ દરબારમાં બેઠેલા સર્વ હિંદુઓને ક્રોધ ચઢી ગયો અને જે રજપૂત લોકો બાદશાહના સાળા સસરા થઈ ચુકયા હતા, તેઓને મુસલમાનોના મોંઢાથી પોતાની નિંદા સાંભળીને ઘણીએક શરમ ઉપસ્થિત થઇ.

હાય ? જે ભારતનું મસ્તક સદૈવ ઉંચું રહેતુ હતું. એનુ મસ્તક આજે કોઇ કૂલ કલંકીઓના કારણુથી નીચું થઇ રહ્યું છે. એવા કુલ કલંકોના કારણુથી આજે ભારત અને ભારતની સતી સ્ત્રીઓની મશ્કરીઓ થઇ રહી છે. જે સ્ત્રીઓ પોતાના આત્મગૌરવની રક્ષા કરવાને પ્રાણુ આપતી હતી. તેમાંની આજ કોઇ મોગલ

હુકમની પદવીએ પહોંચેલી છે. ભારતની એવી દુર્દશા મુસલમાનોની જબરાઇથી થયલી છે. તેજ રજપુતો લાલચ અને ભયના કારણથી બાદશાહ-ના સાળા સસરા બની ચુક્યા હતા. એ વાત કેમ ખટકશે નહિ ? એ લોકોનો ક્રોધ ક્ષણ માત્ર-માંજ શાન્ત થઇ ગયો. "કુબડો સદૈવ એમ ધારે કે સંસારના સર્વ મનુષ્યો કુબડા થઈ જાય."

(બાદશાહે પત્ર સાંભળી, આવેલા દૂતને કહ્યું.)

"મહમદ જાઓ. આટલી વખત કોશિશ કરો, લ્યો આ મારો પત્ર અને નવાબને આપજો.

મહમદ સલામ કરી, પત્ર લઇ ચાલતો થયો.



# પ્રકરણ ૩ જું.

## દુર્ગાવતિ.

દુર્ગાવતિ મહારાજ દિલીપસિંહની સ્રી અને ગઢ મંડાળાની રાણી હતી. અને એક વખતે અકબર બાદશાહ શિકારને માટે નવાબ અસફખાની સાથે આવ્યો હતો. દુષ્ટ નવાબની કુદૃષ્ટિ પહેલાંજ દુર્ગાવતિપર પડી ચૂકી હતી. પણ દિલીપસિંહના સન્મુખ તેને પડાવી લેવાની હિમ્મત નવાબમાં ન હતી. દિલીપસિંહ મોટો વીરપુરૂષ હતો, અને સેના પણ તેની પાસે કમી નહોતી. એ કારણુથી નવાબની તેના ઉપર વિજય મેળવવાની બિલકુલ આશા નહોતી. અને નવાબે પણ એવો સારો અવસર હાથથી જવા ન દીધો.

એક દિવસ બાદશાહ પોતાના તંબુમાં બેઠો

હતો. અને નવાબ પણ ત્યાં હાજર હતો, અને બાદ-શાહે એક એક વાત કહેતાં રજપુતોની બ્હાદુરીના વિજય સમાચાર કહેવા માંડ્યા. નવાબે આ અવ-સરને હાથથી ન જવા દેતાં કહ્યું.

" જહાંપનાહ? સર્વ રજપૂતોને તો આપ શહેનશાહે જીતી લીધેલા છે. અને તેમને તાબેદાર બનાવ્યા છે. એમ નહિ પણ આપે કોઈક ખુબ-સુરત સ્રીઓની સાદી પણ કરી લીધી છે. પણ અફસોસ છે. કે હજુ સુધી એક રજપૂતી ટેક બીલકુલ જીતી શકાતો નથી એ રાજાની રાણી એક મોહક પરિજાન સ્રી છે—અલ્લાહ—અડેગજ બની ખુબસુરત સ્રી છે. જહાંપનાહ! હવે આ એક લડાઈ ફતેહ કરવાની બાકી છે. કામમાં ઉમેદ છે. હજુર એક વખત આપ ફરમાવશો."

નવાબની એ વાત સાંભળીને અકબર ખુશ થઈ ગયો. ઠીક, વ્યભિચારી પુરૂષને માટે એ વાત કેમ

ખોટી હોય ? વ્યભિચારીને નહિ તો પોતાના માન અપમાનનો વિચાર રહે છે. તેને માટે કોઇ વાત મુશ્કેલ નથી. " કામાન્ધ વિષયી અકબરે નવાબની આ સુચનાપર દુર્ગાવતિના નાશ માટે કમ્મર બાંધી. "—

અકબર ? ત્હને એ માલુમ નહિ હતું કે હિંદુ સ્ત્રીઓ કેવી હોય છે. હવણાં હાલતું ચીતોડનું ભિષણકાન્ડ જોઇ ચૂકયો હતો. વળી પણ તને ન સુજ્યું કે જે વાસ્તવમાં હિંદુ સ્ત્રી છે ! એ કદી બાદશાહની રાખેલી બેગમ તરિકે સ્વિકાર નહિ કરે. પણ પોતાનો પ્રાણ આપશે. પરન્તુ વિષયીને માટે સાચી ઘટનાઓ, ઇતિહાસ, ન્યાય, અને ઉપદેશ, સર્વ જૂઠા માલુમ પડે છે. એ પોતે પોતાને ભૂલી જાય છે. વિષયી પુરૂષ ધારો કે ગમે તેટલો ચતુર કેમ ન હોય ? પણ તેનું પાપ છૂપું રહી શકતું નથી.

અકબર કામદેવના આવેગમાં નવાબ સાહેબની

સાથે જનાના વેષ બદલીને દુર્ગાવતિને જોઇ આવ્યો. અહ્વા ? વ્યભિચારીને મરદ થઇને સ્ત્રી બનવાનો જરા પણ સંકોચ નથી થતો ? અકબરપર કામનો ભૂત સ્વાર થઇ ગયો. અને તેણે અંતઃકરણથી દુર્ગાવતિનું હરણ કરવાનું પણ લીધું.

અકબરે નવાબને કહ્યું—નવાબ સાહેબ ? બિલકુલ ડરશો નહિ.—હું હુકમ આપું છું જે આ લડાઇને ફતેહ કરી દુર્ગાવતિને મ્હારી પાસે મોકલી આપવી. સરકારથી તમને મોટી જમીનદારી આ-પવામાં આવશે.

"અકબર બાદશાહ આવું કહી પોતાની રાજધાની તરફ પાછો ફર્યો."

નવાબની પોતાના મનની આશાઓ પુરી થતી જોઇ ખુશ ખુશ થતાં પોતાની રાજધાની તરફ ચાલ્યો ગયો. બાદશાહનું વચન મેળવીને નવાબ સાહેબે ગઢમંડળાપર ચઢાઇ કરી. પરન્તુ મહા-

વીર દિલીપસિંહની આગળ તેને હાર ખાવી પડી ધીરે ધીરે બેવાર બીજી લડાઇઓ કરી પરન્તુ તેનું કાંઇ પણ ન ચાલ્યું, ઝખ મારીને ચૂપચાપ બેશી રહ્યો.

કાંઇ સમય પછી દિલીપસિંહનું મૃત્યું થઇ ગયું, રાજ્યનો કોઇ શાસન–કર્ત્તા ન જણાવવાથી સ્વયં મહારાણી દુર્ગાવતિ ગાદીપર બેઠી. દુર્ગાવતિ જેવી સુંદર હતી, તેવીજ ગુણવતિ પણ હતી. એના શાસનથી આખી પ્રજા સુખી હતી. ફોજના સિપાઇ અને સરદાર ગણુપણ રાણીના માટે પ્રાણ આપવાને તૈયાર હતા. રાણીનો વર્ત્તાવ સર્વથી સારો હતો. શત્રુ પણ તેની પ્રસંશા કરતા હતા. રાણીનું પોતાના સ્ત્રીત્વ તથા દેશના ગૌરવ ઉપર પૂર્ણ ધ્યાન હતું. આ કારણથી નવાબમાં એકા-એક રાણીની વિરૂદ્ધ લઢવાનું જોર નહોતું.

આ સમયે રાણીને એકલી જાણી નવાબના

દિલમાં ફત્તેહની કંઇક આશાઓ થઇ. એ કારણુથી નવાબે બાદશાહની પાસે પોતાના વિશ્વાસુ મીત્ર મહમદને મોકલ્યો હતો. અને ત્હેને સંદેહ હતો કે બાદશાહને આ વાતનું સ્મરણુ નહિ હોય. બાદશાહની અનુમતિપર તેને લડવું અને ન લડવું તે નિર્ભર હતું. કેમ કે તેની પાસે નહિ તો એટલી વધારે સેના હતી નહિ તો ખર્ચને માટે રૂપિયા હતા. કોઇ આધાર રહ્યો નહોતો. આ કારણુથી અને બીજી કેટલી માહિતી મેળવવાના કારણુથી નવાબે મહમદને મોકલ્યો હતો. પાછલી હકીકતમાં મહમદના હાલ પાઠકો વાંચી ગયા છે.

અસ્તુ.



# પ્રકરણ ૪ થું.

## લડાઈની તૈયારી.

આસફખાં પોતાના મહેલમાં બેઠો છે. તેના ચહેરાથી માલુમ થાય છે જે આ કોઇની આવવાની પ્રતિક્ષા કરી રહ્યો છે. મહેલની સજાવટ ઉમદા પ્રકારની છે. મખમલી પડદા ચારે તરફ પડી રહેલા છે. ઢાકાની મલમલના પડદા દરવાજાપર લટકી રહ્યા છે. જમીનપર કમખ્વાબની ફર્શ બીછાવેલી છે. લાંબી લાંબી ગાદીઓ અને તકીઆઓના ઉપર ધોયલી ચાદરો બિછાવેલી છે. ઝાડ, ફાનસ, તરતીબ વિગેરે શોભા આપી રહેલાં છે. ચાંદીની શમાદાનીઓમાં મીણબત્તીઓ બળી રહી છે. અને એક ચાંદીની પ્યાલીમાં સુગંધી ધુપ પણ બળી રહ્યો છે. અને પોતાની સુગંધથી

ઘરને સુગંધીત કરી રહ્યો છે. ચાદરોના ઉપર અત્તરનો છંટકાવ કરેલો છે.

સુગંધથી આખું મકાન મહેકી રહ્યું છે. એશ અને આરામની પ્રત્યેક ચીજો મકાનમાં મોજુદ છે.—પાસે, તબલાં અને સારંગીઓની સાથે ગાવાવાળીઓ નાચરંગમાં ગુલતાન છે.

અસફખાંની આજ ખરાબ હાલત છે. વળી ઉઠે છે,—તો ઘડીમાં બેસી જાય છે.—કદી મનમાં ને મનમાં ગણગણવા લાગે છે. "ઠીક આટલી વખત કેમ ?" (નવાબ સાહેબ ઘણાજ બેચેન છે.)

થોડીવારમાં એક પ્રહરીએ આવીને નવાબ સાહેબને કહ્યું—જહાંપનાહ ? મહમદ સાહેબ આપને મળવા ચહાય છે.

નવાબ—ત્હેને જલદી મોકલો.

પ્રહરી ચાલ્યો ગયો અને મહમદ આવી હાજર થયો.

નવાબ—દોસ્ત ? આજ ત્હને કેમ આટલી બધી વાર લાગી ?

મહમદ—હજુર ? હું ગઇ સાંજેજ આપની પાસે આવી પહોંચ્યો હોત—પણ ?—

નવાબ—પણ, શું ?

મહમદ—પાણીની માફ કરો, કાંઈ જવું પડયું—

નવાબ—હું ઘણોજ વિચારમાં પડયો હતો, કે ત્હમો આટલી વાર સુધી કેમ ન આવ્યા ?

મહમદ—ખરાબ મોસમથી આટલીવાર થવાનું કારણ છે.

નવાબ—કહો, બાદશાહે શું કહ્યું ?

મહમદ—બસ મીઠાઇ ખાઓ.

નવાબ—કંઇ કહો તો ખરા. ?

મહમદ—બસ ? આપને બાર પગ છે.

નવાબ—શું ? હું પણ સાંભળું તો ખરો.

મહમદ—આપનું નસીબ ઘણુંજ તેજ છે.

ચીઠી વાંચ્યા વગરજ બાદશાહે હુકમ આપી દીધો કે એકદમ ચઢાઇ કરો; મુગલાઇ સરકારથી હરેક તરેહની જાગીરદારી આપવામાં આવશે.

(નવાબ એ સાંભળતાંજ મહમદને, ગળે વળગી પડયો. તેને છાતી સાથે દબાવીને કહ્યું– ભાઇ ? તમો ઘણુંજ ભારે કામ કરી આવ્યાં બસ, હવે શું છે ? મારી નાખીશું.

મહમદ—આપનો પત્ર વાંચ્યો, પછી એનો જુવાબ આ છે.

લેશોજી, મહમદે બાદશાહનો પત્ર નવાબ સાહેબને આપી દીધો. નવાબે, ખોલી અને વાંચ્યું તો તેમાં નીચે મુજબ લખ્યું હતું.

નવાબ સાહેબ ?

આપનો પત્ર મહમદે આપ્યો, લડાઇમાં અમો પુરી જાગીરી આપીશું. હમણા મહમદની સાથે એક લાખ રૂપિયા શીરપાવને માટે મોકલીએ છીએ જરૂર પડયા પછી, દરેક રીતે જાગીરી

આપવામાં આવશે. ઉમેદ છે કે—તમો એ કાફીર ઔરતોને પકડી મારી પાસે મોકલી દેશો, અહલ્લા તમોને સુખી રાખે.

—તમારો દોસ્ત—

અકબર.

"નવાબ, બાદશાહના આ પત્રને વાંચી ઘણોજ ખુશી થયો, અને મહમદને લપટીને કહેવા લાગ્યો."

"પ્યારા દોસ્ત, હું હમણાજ દિલીપની રાણીને અપમાનનો બદલો આપું છું." એમ જણાય છે જે હવે ખુદા મારા ઉપર મહેરબાન થયો."

નવાબ અર્ધો કલાક, ખુશીથી સમુદ્ર લ્હેરોમાં ગોથાં ખાતો રહ્યો—પછી એક ખોજાઓના રસાલદારને બોલાવી લાવવાનો હુકમ કર્યો. થોડીવારમાં રસાલદાર આવી ગયો. નવાબને સલામ કરી, રસાલદારે પૂછ્યું—કેમ નવાબ સાહેબ? આ ફરમાંબરદારને શા ફરમાનપર બોલાવ્યો છે?

નવાબ—ત્હમો ફોજમાં નવા આદમીઓની ભરતી કરો અને તેઓને લડાઇના કામમાં પુરા ઉસ્તાદ બનાવી દ્યો. હમણા લગભગ વીસ હજાર સિપાઇઓની જરૂર છે.

રિસાલદાર—જહાંપનાહ? કયાંની તૈયારી છે?

નવાબ—ગઢમંડાળાપર ચઢીશું.

રિસાલદાર—કયારે?

નવાબ—એક મહીના બાદ તમો ફોજને તૈયાર રાખો.

રિસાલદાર—જે હુકમ.

રિસાલદાર સાહેબ લાંબી સલામ કરી ચાલ્યા ગયા. અને નવાબ સાહેબ પણ મહમદને હાથ પકડી સુવાને માટે બીજા મકાનમાં લઈ ગયા.



# પ્રકરણ ૫ મું.

## ગઢમંડાળામાં ચિંતા.

આ ખબર રાણી દુર્ગાવતિના કાને પહોંચી ગઇ. દુર્ગાવતિ ઘણી ચિંતામાં છે, હાલમાંજ પતિનું મૃત્યુ થયું છે. અને તે ઉપર આ આફત? જો નવાબ અસફખાંથી યુદ્ધ હોય તો ઠીક હતું પરંતુ હવે તો સ્વયં સાંમ્રાટ દિલ્હિ બાદશાહની સ્હાયતા છે. ક્યાં ગઢમંડાળા એક ન્હાનું રાજ્ય, અને ક્યાં નવાબ આસફખાં અને તે ઉપર શહેનશાહની મદદ.

દુર્ગાવતિ કાચા હૃદયની સ્ત્રિ નહતી. અને એ સમયની સ્થિતિને સારી રીતે જાણતી હતી. વિપત્તિમાં સાહસજ કામ આવે છે. એ પણ એ જાણતી હતી. વિપત્તિની સમયે શોચ કરવાથી

કાંઇ લાભ થતો નથી. તેની શાન્તિ કરીને યોગ્ય ઉપાયો લેવા એ વિપત્તિમાં લાભદાયક છે.

દુર્ગાવતિ ઘણીજ હોંશિયાર સ્ત્રિ છે. તેણીએ આવેલી વિપત્તિને સહન કરી છેવટે સર્વ સરદારોની સલાહથી એક દૂત પણ બાદશાહની પાસે મોકલ્યો. પરંતુ બાદશાહે જેમ તેમ ઉત્તર આપી દૂતને વિદાય કર્યો.

દુર્ગાવતિના રાજ્યનો ભાર દેવસિંહ નામના એક રજપૂત ઉપર હતો. દેવસિંહ ઘણોજ સ્વામિભક્ત અને વિર પુરૂષ હતો અને રાણીને તે માની માફક માનતો હતો. આખી પ્રજા દેવસિંહથી સંતુષ્ટ હતી. દેવસિંહનો ન્હાનો ભાઇ, નામે લાલસિંહ હતો. લાલસિંહ પણ મોટો કાર્યકુશળ આદમી હતો. દુર્ગાવતિનો સેનાધિપતિ, રામસિંહ રાણીની જાતિનો રજપૂત હતો. રામસિંહ ઘણો ચતુર અને યુદ્ધ વિદ્યામાં કુશળ હતો. પરંતુ સાહસી મનુષ્ય નહિ હતો તેમ ઘણો ડરપોક હતો.

એ કારણુથી યુદ્ધ વિદ્યા શિખવવા સિવાય તેનાથી કાંઇ બીજુ કામ લેવામાં આવતું નહિ.

રાણીએ દેવસિંહની સલાહથી એક મોટી સભા કરી એ સભામાં સર્વ લોક બોલાવ્યા હતા. સભા ભરાઇ રહ્યા પછી રાણીએ એક વ્યાખ્યાન આપ્યું. અને વ્યાખ્યાનનો મતલબ એ હતો—

"રાજપૂત્રો ?"

ત્હમને આ સારી રીતે વિદિત છે, કે દૂષ્ટ નવાબ આસફખાંની દ્રષ્ટિ મારા ઉપર પડી હતી. આ કારણુથી મ્હારા પતિને કોઇવાર યુદ્ધ કરવું પડયું હતું. જ્યાં સુધી મહારાજ જીવિત હતા, ત્યાં સુધી, તેની ખુલ્લે ખુલ્લી હિંમત ન જણાઈ. હવે મહારાજના મરવા પછી મને અબળા જાણીને ફેર લઢાઇની તૈયારીઓ કરી રહ્યા છે. અને આ વખતે સામ્રાટ દિલ્હિની પણ પૂરી સહાયતા છે સામંતો તમારી એમાં શી મરજી છે ? નવાબથી એનો બદલો કેવી રીતે લેશો ? ત્હમે આવા વિર

ક્ષત્રીઓ થઇને આ રાણી યવન સ્ત્રી બને ? વિરો સ્મરણ કરો. દેશનું ગૌરવ શું છે. રજપૂતોના પ્રાણ જતાં પણ પોતાની રાણી યવન સ્ત્રિ બને ખરી ? જુઓ મહારાણા પ્રતાપે પોતાનું સર્વસ્વ ખોતાં પણ પોતાના ગૌરવની રક્ષા કરી હતી. જુઓ મહારાણી પદ્મિણી પતિને છોડાવી લાવી હતી. તો પછી શું હું સેનાપતિ બનીને દુષ્ટનો પરાસ્ત નહિ કરી શકું ? બોલો ત્હમારી સંમ્મતિ શું છે ?

રાણીની આ વિદ્વતાં સાંભળીને સર્વ રજપૂતોને આશ્ચર્ય લાગ્યું અને અચંબામાં પડી ગયા. બોલ્યા " અમે મહારાણીને સંમતિને માન્ય કરીએ છીએ, જ્યાં સુધી અમારા હાથોમાં બળ છે ત્યાં સુધી રાણીજી તરફ કોઇ આંખ ઉઠાવી શકશે નહિ. "

સભા વિસર્જન થઇ, સર્વે પોત પોતાના ઘેર પહોંચ્યા, અને યુદ્ધની તૈયારીઓ કરવા લાગ્યા.

દુર્ગાવતિએ કિલ્લાની દિવાલોને ઉંચી કરાવી લીધી અહીં કીલ્લાની મરામત થઇ રહી છે. તેમ આખા વર્ષ માટે ખોરાક પણ એકઠો કરવામાં આવ્યો.

# પ્રકરણ ૬ ઠું.

---

## સ્વારી–ઉપડી.

આસફખાંની રાજધાનીમાં આજ મોટી ચળવળ થઇ રહી છે, લોકોના ચહેરાપર હવાઇઓ ઉડી રહી છે. કોઇ પુત્ર વિયોગ, તો કોઇ ભાઇ અને પિતાના વિયોગથી ગભરાઈ રહ્યા છે. કારણ આજ આસફખાં ગઢમંડાળા પર ચઢાઇ કરવાનો છે. સિપાઈ લોક પોતાનાં હથીયાર અને બરછીઓ સાફ કરી રહ્યા છે, જયાં દેખો ત્યાં લઢાઇનીજ વાર્તાઓ છે. સિપાઇઓ પોતાના મીત્ર અને સબંધીઓને મળી રહ્યા છે, કોઇ છેવટની ભેટ પણ કરી લે છે. કોઇને ખબર પડતી નથી કે યુદ્ધમાંથી જીવતા આવીશું કે નહિ.

બે પ્રહર સુધી નવાબની સેના હથીયાર અને બરછીઓને તૈયાર કરી રહીતી. ત્રણ વાગે સેનાની

કુચ થશે, લગભગ એ વાગ્યાના સમયે નવાબ આવ્યો અને સેનાનું નિરીક્ષણ કરીને ચાલ્યો ગયો. સીપાઇઓનું દિલ ઉકળી રહ્યું હતું. ત્રણ વાગે આખી સેનાએ, ગઢમંડાળા પર કુચ કરી હતી, અને સાથે નવાબ સાહેબ પણ પધાર્યા હતા. આ સેનાનો સેનાપતિ નવાબ સાહેબનો મિત્ર મહમદખાં હતો.

મજલ દર મજલ કરતી નવાબ સાહેબની સેના ગઢ મંડાળે પહોંચી. ત્યાં પણ ગઢની બહાર મુકામ નાખી દીધો. નવાબ સાહેબનો તંબુ સર્વેની પાછળ હતો. ત્યાં પણ સેનાના સંચાલનનો ભાર રીસાલદાર નવાબક્ષ પર નાંખી સેનાપતિ મહમદ, નવાબની પાસે તેઓના તંબુમાં ગયા. જુઓ કે આ મ્હોટી ચઢાઇના શા હાલ હવાલ થાય છે?

---

# પ્રકરણ ૭ મું.

---

લડાઇ.

મહારાણી દુર્ગાવતીએ કીલ્લાનો, સારી રીતે પ્રબંધ કરી દીધો હતો. મોટી મોટી તોપો બુર્જાઓ ઉપર ચઢાઇ દીધી હતી. નવાબ સાહેબે કીલ્લામાંથી ગોળા પડવાની ઘણીએક વાટ જોઇ પરંન્તુ એક પણ અવાજ કીલ્લામાંથી સંભળાયો નહિ.

નવાબ સાહેબે છેવટે પોતાની સેનાને શહેરમાં પેસવાનો હુકમ આપ્યો. દુર્ગાવતિએ પહેલાંજ દરવાજો બંધ કરી રાખ્યો હતો. એ આપણ પહેલાં કહી ચૂકયા છીએ, અને શહેરના કોટની પણ બંધી હતી. જેમ એના રસ્તા ઉપર પહોંચી તેમ કીલ્લામાંથી ગોળાઓનો વર્ષાદ થવા લાગ્યો. આ ગોળાનો માર નવાબના સિપાઇઓ સહન કરી શકયા નહિ, અને બીજી બાજુ પર જઇ

ઉભા રહ્યા. નવાબે પણ તોપો ચલાવવાનો હુકમ કર્યો. બંને બાજુએ એક પ્રહર સુધી તોપોનો વરસાદ ચાલુ રહ્યો. દુર્ગાવતિની તોપોએ નવાબ સાહેબને ઘણું નુકસાન કર્યું. સેનાના કેટલાક તંબુઓ બળી ગયા. છેવટે નવાબ સાહેબે ચીડાઇ જતાં હુકમ કર્યો કે—આપણા શુરવીર બહાદુર સિપાઇઓએ રસ્તા ઉપરના એક દરવાજાને તોડી નાખવો.

નવાબનો હુકમ મેળવતાંજ સિપાઇઓ રસ્તાની બીજી બીજી બાજુ પર દોડયા. પરંતુ તેનું ફળ ઉલટું થયું. ફાટકના બુર્જાઓ પરથી ફેર ગોળાનો વર્ષાદ થવા લાગ્યો. આ ભયાનક અગ્નિ વર્ષાને જોઇ નવાબની સેનાના હોંશ ઉડી ગયા. સીપાઇઓમાં ભગદડ પડી ગઇ. કોઇની હિંમત ન ચાલી કે દરવાજાને તોડી શકે. ગોળાના વર્ષાદથી સિપાઇઓ ત્રાહે ત્રાહે કરી રહ્યા હતા. નવાબના સેનાપતિ મહમદે લલકાર કરીને સિપાઇ-

ઓને કહ્યું, મારો, કાફીરોને મારો, કાફીરોને મારો—જલદી દરવાજાને તોડી નાખો, નહિ તો તમો સર્વેને તોપથી ઉડાવી દેવામાં આવશે.

મહમદના ડરથી સિપાઇઓ ફેર લઢવા લાગ્યા એટલામાં એક ઘણા, આશ્ચર્યની વાત એ થઇ કે બસો હિંદુ ઘોડેસ્વાર પોતાના ભાલાઓને ઝુલાવતા ફરતા. રણમાં આવી ચડયા. તેઓની આગળ એક વિર સેનાપતિ ઉભો હતો. અને યવન સેનામાં એ બસો સિપાઇઓએ ભયાનક હીલચાલ નાખી દીધી, ભાલાના મારથી યવન સિપાઇયોના પાટલુન ફુટી ગયા હતા, ને નાડાં ઢીલાં પડયાં હતાં.

હિંદુ સિપાઇ હરહર મહાદેવ કહેતા. ઘણી ભયાનકતાથી યવનોને કાપી રહ્યા હતા. નવાબ તથા નવાબના સેનાપતિથી કાંઇ ન બન્યું. ફોજ ભાગી ગઇ જેને જ્યાં જગા મળી ત્યાં તેઓ નાશી ગયા, લડાઇનો ખરાબ રંગ જોઇ અસફખાંની બુરી દશા થઇ. બસો હિંદુ વિરોનું દળ

યવનોને મારતું કાપતું નવાબ સાહેબના હાથી આગળ આવી પહોંચ્યું. નવાબ સાહેબ ભયનો માર્યો કાંપવા લાગ્યો. અને મહાવતને હાથી દોડાવવાની આજ્ઞા કરી. નવાબ સાહેબ પણ રણ-સ્થળને છોડી ભાગી ગયા. બસ ! હવે શું હતું. સારા સિપાઇઓ પણ નાશી ગયા. થોડી વારમાં મેદાન યવનોથી ખાલી થઇ ગયું. તંબુ, કનાત, વિગેરે ઘણીએક ચીજો મેદાનમાં રહી ગઇ હતી. અને હિંદુઓનો વિજય થયો.

એ સ્વારોના સેનાપતિએ, ગઢનો દરવાજો ખોલવાની આજ્ઞા કરી, દરવાજો ખુલી ગયો. અને કિલ્લાની સેના રસ્તાપર આવી ગઇ. આખી સેનાના લોક આ જોઇને ચકિત થઇ ગયા, સેના પતિ તો નહિ પણ સ્વયં-દુર્ગાવતિ હતી. ચારે બાજુએથી અવાજ આવવા લાગ્યો. "જય મહારાણી દુર્ગાવતિની જય !—

દુર્ગાવતિ પહેલાંજ ગુપ્ત સલાહ કરી બેસો

વિશ્વાસુ સ્વારને લઈ રસ્તાના ખુણામાં છુપી રહી હતી. વખત જોતાંજ રણમાં ઝઝુમી ઉઠી. ધન્ય છે, મહારાણી દુર્ગાવતિ. વિર ક્ષત્રાણીઓનાં એવાં કર્તવ્ય હોય છે.

મહારાણી દુર્ગાવતિ, રામસિંહને, યવનોની પડી રહેલી ચીજોને કિલ્લામાં લાવવાની આજ્ઞા આપી, કિલ્લામાં પ્રસ્થાન કરી ગઇ.

આ યુદ્ધમાં દુર્ગાવતિને કાંઇ પણ હાની ન થઇ. કારણ શહેર લાંબુ અને કિલ્લાની દિવાલો એટલી ઉંચી હતી કે નવાબના તોપોના ગોળા અંદર પહોંચી શકયા નહોતા.

# પ્રકરણ ૮ મું.

## આશ્રય–અને વહાણ.

નવાબ સાહેબ નાસતાં નાસતાં એક જંગલમાં જઇ પહોંચ્યા. જંગલ જનશુન્ય હતું. ત્યાં પણ વાઘ, સિંહ, ચિત્તા આદી જનાવરોના શોર સિવાય કંઇ ન હતું. નવાબનું કાળજું હજુ પણ ભયનું માર્યું ધકધકી રહ્યું હતું. નવાબે ઘણીજ ખબર કહાડતાં પણ રસ્તાપર કોઇ ન મળ્યું. પણ તે બરાબર સીધો ચાલ્યો ગયો.

આજ ત્રણ દિવસથી નવાબ સાહેબ આ જંગલમાં ધુમી રહ્યા છે. ભૂખના માર્યાં ઇંદ્રિયો શિથીલ થઇ ગઇ છે. અને આંખોની સામે અંધારાં આવી રહ્યાં છે. નવાબ સાહેબની બૂરી હાલત છે. તેને સ્વપ્નમાં પણ ધ્યાન નહતું કે, દુર્ગાવતિના કારણથી આ કષ્ટ ઉઠાવવું પડશે. નવાબ

સાહેબ તથા તે મહાવતના પ્રાણ કંઠવત્ થઇ ગયા છે. હવે જો એક દીવસ અન્ન ન મળે તો પ્રાણ જવાની તૈયારી છે. અને એમાં કંઇ પણ સંદેહ નથી બીજા દીવસે નવાબ સાહેબ એક ગામમાં આવી પહોંચ્યા. હાથીને જંગલમાં છોડી નવાબ તથા મહાવતે સાધારણ ગરીબોનું રૂપ ધરી ગામમાં પ્રવેશ કર્યો—અને એ દિવસે જારની રોટી ઉપર નવાબ સાહેબને ગુજરાન કરવું પડયું.

નવાબી સેના પણ ભાગતી ભાગતી કેટલીક દૂર નિકળી ગઇ. ભૂખના માર્યા સેનાએ કંઇક ગામો લૂટી પોતાની ભૂખની શાન્તિ કરી. નવાબના ખોવાઇ જવાથી સેનામાં મોટી હીલચાલ થઇ રહી હતી. મહમદ અને રસાલદાર નવાબની ખોળ (તપાસ) માં વ્યસ્ત હતા.

બીજે દિવસે, સાધારણ આદમીઓના વેશમાં નવાબ અને મહાવત નવાબી સેનાની ખોળ કરતા કરતા તેને આવી મળ્યા. સેનામાં નવાબના આવવાથી ખુશી છાઇ રહી.

નવાબને પોતાની આ ખરાબ હારથી લજ્જા ઉત્પન્ન થઈ. તેણે મનમાંને મનમાં પણ કરી દીધું જે આહારનો બદલો હિંદુઓને આપવામાં આવશેજ નવાબે સેનાને ત્યાં મુકામ કરવાની આજ્ઞા અને સામાન એકઠો કરવામાં આવ્યો. રાજધાની થી તંબુ, ગોળા, તોપ, દારૂ, બંદુક વિગેરે સામાન જલદી મંગાવવામાં આવ્યો. અને આ વખતે નવાબે ઘણાજ જોરથી ક્રોધ કરતાં બીજીવાર ચઢાઇ કરવાનો હુકમ કરી દીધો.

અહીં મોગલ બાદશાહની મોકલેલી સેના પણ આવી ગઇ, બન્ને સેનાઓએ ભેગી મળી છેલ્લી વાર ચઢાઇ કરી, જુઓ ઇશ્વર ગઢમંડાળાની કેવી રક્ષા કરે છે ?



# પ્રકરણ ૯ મું.

## ભેદ ફુટયો.



ગઢમંડાળાને, નવાબ અને મુગલની સેનાએ, ચારે બાજુએથી ઘેરી લીધો છે. હવે આ વખતે ગઢમંડાળાની રક્ષા થવાની નથી. મોગલ-સેનાનો સેનાપતિ મીર્જા કાલેખાન છે કાલેખાન એક અનુભવી બચ્ચો છે. કાલેખાને સેનાને ગઢનો દરવાજો તોડી નાખવાનો હુકમ કર્યો. અને કિલ્લાપરથી ગોળાનો વરસાદ વરસવા લાગ્યો. છતાં એનાથી કાલેખાનના કોઇ કામમાં બાધ લાગ્યો નહિ. અને તે કેટલાક સિપાઇઓને લઇ કોટની નિચે નિચે આવતાં દરવાજાપર આવી પહોચ્યો. અને તેને દરવાજાપર પહોંચતાંજ રજપૂતોમાં ઘણીજ ચળવળ થઇ રહી. કાલેખાને સિપાઇઓને દરવાજો તોડવાની આજ્ઞા કરી, ઘન

ઉપર ઘન (હથોડા) વાગવા લાગ્યા. અર્ધા કલાક-માં દરવાજો તુટી ગયો. મહારાણી દુર્ગાવતિ કાલે-ખાનનું આ સાહસ જોઇને અવાક બની ગઇ.

દરવાજો તુટી ચુકયો હતો. હવે મેદાનમાં આવ્યા વગર રક્ષાનો કોઇ ઉપાય નહિ હતો. ગો-ળાના મારનું હવે કામ ચાલશે નહિ. છેવટે મહા-રાણી દુર્ગાવતિએ રામસિંહને એક ન્હાની સેના આપીને યુદ્ધ સ્થળમાં મોકલ્યો. અને રામસિંહ-ના સાથીઓ ઘણીજ બહાદુરીથી લડયા અને તેઓએ ઘણાએક યવનોને કાપી પણ નાંખ્યા. એટલે કાલેખાન પોતાની આખી સેના સહીત રામસિંહ પર તુટી પડયો, રામસિંહ નાશી ગયો અને એના શેષ સાથીઓએ વિરતાથી લઢતાં રણમાં પ્રાણ વિસર્જન કર્યો.

મુસલમાની સેના કીલ્લાપર ચઢવા લાગી. હવે દુર્ગાવતિથી ન રહેવાયું. અને સ્વયં મુગટ ધરીને ફોજી પોષાક વગર રણમાં આવી ગઇ. અને સેનાને

લઢવાની આજ્ઞા કરી દીધી. સેનાપતિ ન હોવાથી રાણીએ સ્વયં સેનાપતિ થતાં સૈનીકોએ સ્વિકાર કર્યો.

આ ખબર અગીયાર વર્ષના વિર બાળક વિરનારાયણને મળી. પોતાની માતાને આવા ઉત્સાહમાં જોઇને તે રાણીની પાસે આવ્યો. અને પગમાં પડી બોલ્યો; માતા ? હું છતાં આપ સેનાપતિ બન્યાં ધીક્કાર છે મ્હને—હવે આપ આ પુત્રને આજ્ઞા આપશો.

દુર્ગાવતિ—બેટા ? ત્હમારી અવસ્થા હજી પણ ઘણીજ થોડી છે.

**વિરનારાયણ**—તો શું, થોડી અવસ્થા હોવાથી હું મારા ક્ષત્રિત્વને ખોઇ દઉં ને રણમાં ન લડતાં સ્ત્રિઓની માફક ખાટલામાં પડી મરી જાઉં?

દુર્ગાવતી—બેટા ત્હમારા આગ્રહથી હું તમને સેનાપતિની જગા આપું છું—ઈશ્વર ત્હમને વિજયી કરે. ક્ષત્રિય પુત્રને માટે એનાથી અધીક બીજી વાત શી છે ? મૃત્યુથી ન ડરતાં તમે પોતાના

પ્રાચીન ગૌરવની રક્ષા કરો, એ ત્હમારી માતાનો ઉપદેશ છે.

વીરનારાયણ પોતાની માતાની આજ્ઞા મેળવતાંજ ઘોડાપર સ્વાર થઇ ચાલી નિકળ્યો.

દુર્ગાવતિએ કહ્યું. વિરો, આ બાળક આજે ત્હમારો સેનાપતિ છે. ત્હમે ગભરાઓ નહિ હું પણ લઢવાને રણમાં તૈયાર ઉભીજ છું.

વિરનારાયણનો આ ઉત્સાહ અને રાણીની દૃઢતા જોઇ, રજપુતો જોસમાં આવી ગયા અને મુસલમાનોને રેહેસી નાખવા માંડયા. એટલે રજપુતોએ પોતાના જીવનની આશા છોડી રણમાં લઢવાનો પ્રારંભ કરી દીધો. વિરનારાયણ એકલોજ આગળ જઇને મોગલ સેનામાં પહોંચી ગયો. વિરનારાયણની કૃપાણથી કાલેખાંનું જીવન સમાપ્ત થઇ ગયું.

બે કલાક સુધી ભયાનક યુદ્ધ થઇ રહ્યું યવન સેનાના પગ ઉખડી ગયા. વીરનારાયણ અને રજ-

પૂતોએ યવનોને ખૂબ કાપી નાખ્યા. સંધ્યા થતા થતામાં આખી યવન સેના મેદાનમાં નાશી ગઇ.

વીરનારાયણ પોતાની માતાના ચરણોમાં પડી ગયો. દુર્ગાવતિએ પુત્રની વિરતા જોઇ તેને છાતી સરસો ચાંપી લીધો.

---

## પ્રકરણ ૧૦ મું.

### ત્રીજી ચઢાઇ.



નવાબની સેનાએ ભાગી જતાં બે ગાઉ ઉપર વિશ્રામ લીધો. રાત્રે નવાબ સાહેબ પોતાના તંબુમાં બેઠેલા છે, પાસે તેઓનો મિત્ર મીયાં મહ-મદ અને રીસાલદાર સાહેબ પણ બેઠેલા છે. આહારના.

ત્યાં તર્ક વિતર્કો થઇ રહ્યા છેઃ નવાબ સાહેબ ઘણાજ ચિંતીત છે. પોતાના દોસ્તોની સલાહ લઇ રહ્યા છે.

નવાબ—મીયાં મહમદ હવે શું કરવું જોઇએ, કાફીરોને શી રીતે જીતી શકીએ?

રીસાલદાર—કેમ, મોહમદ સાહેબ? એ સખસનું શું થયું?

નવાબ—એ સખસને માટે તો વિચારમાં છીએ. જો તે મળી આવ્યો તો; પછી ફતેહ થવામાં કાંઈ વાર નથી.

મહમદ—મેં પણ એ તો સારી રીતેજ વિચાર્યું છે. જુઓ તે હાથમાં આવે છે કે નહિ.

નવાબ;—એ કોણ છે.?

મહમદ—તેનુ નામ હરામઉદીન છે. તે નિચી કોમનો હિંદુ છે. પણ પોતાની બહાદુરીથી ફોજનો હવાલદાર થઇ ગયો છે. તે એક રજપૂતણપર આશક છે. પણ રજપુતણ તેને ચહાતી નથી. અને તે રજપૂતણની મહોબતની પોતે હકીકત કહી શકે છે. પણ મેં એને વચન આપ્યું છે કે—તે રજપુતણને મેળવી લાવે તો તેને કંઇ બક્ષીસ આપીશું.

**નવાબ,**—ઘણુંજ સારૂં !

એટલામાં પહેરેદારે આવીને, ખબર આપી કે એક માણુસ આપને મળવા ચાહ્ય છે. ખબર મળતાંજ મહમદ ઉઠયો અને આદરથી તેને લઇ આવ્યો. નવાબે તેને આવતાંજ ઉંચ આસન આપી અને કહ્યું: કહો. મારા પ્યારા દોસ્ત શી ખબર છે ? મારો પૂર્ણ ભરોસો તુમારા ઉપર છે, આ મુશીબતમાં તમે અમારા મદદગાર છો. દોસ્તમન હવે ગઢ મંડાળાપર ફતેહ થઈ ગઇ તો, હુ એવું વચન આપું છું જે તમને એ રજપુતાણી ન અપાવું તો મારૂ નામ નવાબ નહિ. છેવટે તમને ગઢ મંડાળાના સુબેદાર પણ બનાવીશ.

નવાબની મીઠી મીઠી અને મીત્રતાના ઢંગની વાતો સાંભળી. તે મનુષ્ય લાલચમાં ફસાઈ ગયો. અને બોલ્યો.—

**જહાંપનાહ** !—ફતેહમાં કાંઇ વાર નથી. કીલ્લા સુધી સુરંગ લગાડી ચૂકયા છીએ. અને એ પછી ફાટક ખોલી દઈશ. કાલે અવસ્ય આપની જીત થશે

દોસ્તમન્—કેવળ ત્હમારોજ ભરોસો છે એમ કહીને નવાબે હુરામઉદ્દીનના ગળામાં હાથ લગાડી દીધો.

હુરામઉદ્દીન—જહાંપનાહ, હવે રજા આપશો. ઘણીવાર લાગી જવાથી રાણીને ખબર પહોંચી જવાનો ડર છે. અને જો તેમને ખબર પડી જશે. તો સર્વે કર્યું કરેલું ખરાબ થઇ જશે.

નવાબ—દોસ્તમન્—તસલીમ પોતાના દોસ્તને ન ભૂલતા ?

"તસલીમ કહેતાંજ હુરામઉદ્દીન ચાલ્યો ગયો.

## પ્રકરણ ૧૧ મું.

### છેવટ.

આ ત્રીજીવાર નવાબે ચઢાઇ કરી છે. ગઢથી ગોળાના વર્ષાદનો પ્રારંભ થઇ ગયો છે. આખુ મેદાન અગ્નિમય થઇ ગયલું છે. અને કલાકોના કલાકો સુધી ખુબ ગોળા છુટી રહેલા છે.

દુર્ગાવતિ આજ ઘણીજ ચીંતામાં છે. કેમકે દારૂ પણ મળતો નથી તેમ ગોળા પણ ઓછા થઇ ગયલા છે. મેગઝીન, હવાલદાર હરામઉદ્દીનને બોલાવી. મહારાણીએ કહ્યું. જુઓ.—

દરવાજાની ભલી તરેહથી રક્ષા કરો.

દુર્ગાવતિ આજ સ્વયં લડાઇમાં હાજર છે. આજ તેના પ્રાલબ્દનો ફેંસલ થઇ જશે. કિલ્લાની ચારે બાજુએ યવન સેના ફરી ગઇ છે. એકાએક દરવાજામાં આગ લાગી ગઈ, અને કીલ્લાના દરવાજાવાળો ભાગ દારૂથી સાફ ઉડી ગયો. અને ત્યાં એક ઘણાજ મોટા જોરથી ધડાકો થયો. અને કીલ્લાનો એક ભાગ પણ ઉડી ગયો, એ ધડાકો વારતવમાં સુરંગનો હતો. જે સુરંગ નીમકહરામ હરામઉદ્દીને બનાવી હતી. એ છતાં પણ ન શરમાતાં કપટી હરામઉદ્દીને, કીલ્લાનો દરવાજો ખોલી દીધો. ધડાકો અને કીલ્લાના ફાટવાથી કેટલાક રજપુતો માર્યા ગયા હતા. દરવાજો તૂટતાંજ યવનોની સેના “ અલ્લા હો અક્બર, અલ્લા હો અ-

કુમાર" કરતી અંદર ધુસી ગઈ. દુર્ગાવતિને હવે પૂરેપૂરી રીતે નિશ્ચય થઇ ગયો. કે પોતાની જીત કોઇ કાળે તે થઇ શકશે નહિ એ છતાં પણ રાણી બિલકુલ વિચલીત થઇ નહિ.

રાણીએ સેનાને મેદાનમાં આવવાની આજ્ઞા કરી. હવે શું હતું ? મેદાનમાં ઘણુજ ભયંકર યુદ્ધ થવા લાગ્યું. રજપૂતોને ક્રોધ આવી ગયો એ કારણથી ઘણાજ યવનો રેંસાઇ ગયા.

વીર બાળક, વીરનારાયણ યવનોનો સંહાર કરતો કરતો. સર્વની આગળ આવી પહોંચ્યો, ત્યાં પણ સર્વે યવનો તે બાળક ઉપર કૂદી પડયા. વીરનારાયણ લડતાં ઘાયલ થઇ પડયો. અને પછડાઇ પડયો. રાણીને જયારે આ સમાચાર મળ્યા ત્યારે તેને ઘણુજ દુઃખ થયું. પરંતુ તેણીએ ધૈર્ય ને ન છોડયું. અને પુત્રને કીલ્લામાં મોકલી પોતે. જાતેજ યુદ્ધ કરવા લાગી. ધન્ય છે. ત્હારૂ સાહસ ? ધન્ય છે. ત્હારી વિરતા બે કલાક સુધી ઘમસાણ યુદ્ધ મચી રહ્યું. આ યુદ્ધમાં પાપી હરામઉદ્દીનનું

પણ મૃત્યુ થઇ ગયું. અને મહમદને એક સણસણુ કરતુ તીર મહમદની છાતીમાં પહોંચી ગયું. તેવીજ રીતે રાણી પણ ઘાયલ થઇ ગઇ. છતાં સાહસ ન છોડયું. અને રજપુતોને ઉત્સાહીત કરતી રહી ધન્ય છે. ધન્ય છે.

એ પછી થોડીવાર બાદ એક બાણ રાણીના કાળજામાં. તથા એક બાણ આંખમાં આવીને લાગ્યું. કીન્તું. ફરી પણ રાણીએ રણક્ષેત્ર ન છોડયું.

ધીરે ધીરે ચહેરાની કાંતિ ઘટવા લાગી. છેવટ સમય આવેલો જોઇ, રાણી ડુંગરોમાં ચાલી ગઇ. અને ત્યાં તેણીએ પોતાનો પ્રાણ ત્યાગ કરી દીધો. મરતી વખતે તે એમ કહેતી ગઈ " રાજપૂત્રો ? મ્હારા શરીરને અહીંજ બાળી દેવું. જુઓ, મ્હારા શરીરનું અપમાન ન થાય.

દુર્ગાવતિ, ત્હને ધન્ય છે. જયાંસુધી-ભારતનો ઈતિહાસ રહેશે. ત્યાંસુધી ત્હારૂ નામ પણ ભુલી શકાશે નહિ.

એ પછી જે કંઇ થયું. તે વાંચક સ્વયં

—સમજી લેશો—

इतिम.

બહાર ગામના ગ્રાહકોએ બે આનાની પોષ્ટ ટીકીટો બીડવી—

સરનામું:—

**ગુજરાતી પંચ પત્ર ઓફીસ**

(અમદાવાદ)

**પંડીત મૂળશંકર એમરામ.**

પોસ્ટ વડાગામ—મુ. વડાગામ.

(મહિકાંઠા)

# વિજ્ઞપ્તિ.

વાંચન અને તે કેવું હોવું જોઇએ ત
બન્ધુઓનું અજ્ઞાત નહિ હોય છતાં આ
માળા, સીરીઝ, સારા લેખો ઉપરથી અનુ
બહાર પાડવામાં આવે છે. સુજ્ઞબંધુઓ,
તદન બહેરો છું. તેમજ આ લેખો મારા
શોધીત વર્ધિત કરી, છપાવી અને જાતેજ
આના માળા સીરીઝના ગ્રાહકોને આ પુર
આનેથી આપવામાં આવે છે. તેમ છુટક
દોઢઆનો કીમત છે. મારાં બહેરાપણાની
પ્રવૃત્તિમાં તેમજ મુદ્રુ સુધારવામાં રહેલી
દરગુજર કરશો એ આશા છે. બાદ નિ
બીજી સીરીઝ બહાર પડયા બાદ ગ્રાહકોએ 
નામ, ઠામ, ઠેકાણું ચોક્કસ લખ્યું હશે તો ત
ઠેકાણાસર, સીરીઝ મોકલવામાં આવશે. તેમજ
વાંચક બંધુઓને વિનંતી છે કે અનેક વા
બહાર પડે છે. છતાં આ બહેરા લેખકને ઉ
અર્થે આપ ગ્રાહક થઇ અન્ય ગ્રાહકો દ્વારા
ના મહેરબાની કરશો. આપનો,

ગોર અંબાલાલ છગનલાલ,
અમદાવાદ—મુંબઈ, શીકા—સ્ટેટ ઇડર, (મહિકાંઠા.)